छोकराओने

# नवी बक्षीस.



લેખક,

કૈ. હરિ કૃષ્ણ દામલે, પૂના.

ભાષાન્તર કરનાર,

કૃષ્ણાજી ગંગાધર ગોગટે બી. એ.

વડોદરા રાજ્ય.

નવીન કિતાબખાના, પૂના.

કિંમત ૩ આના.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ
૩૯૫૫૭

## પ્રકાશકના બે શબ્દ.

બાળકોને માટે લખેલા અને અતિશય લોકપ્રિય થએલા 'मुलाम नवी देणगी' નામના મરાઠી ભાષાના પુસ્તકનુ ગુજરાતી ભાષાંતર થાય તો તે ગુજરાતી બાળકોને પણ પસંદ પડશે એમ લાગવાથી આ ગુજરાતી ભાષાંતર છાપીને પ્રસિદ્ધ કર્યું છે

---

### અનુક્રમણિકા



---

Printed by Laxman Bhaurao Kokate at HANUMAN PRESS at 300 Sadashiv Peth, and Published by V. H. Dimle New Kitabkhana Poona City

શ્રી

# છોકરાઓને નવી બક્ષીસ.



૧

## ખરૂ ધૈર્ય.

એક ગામઠી નિશાળના માસ્તર હતા તેમના કલાસના છોકરાઓએ શિસોટીઓ વગાડી એક દિવસ તેમને ઘણો ત્રાસ આપ્યો ત્યારે ગુસ્સે થઈ તેમણે છોકરાઓને કહ્યુ કે હવે જો કોઈ શિસોટી વગાડશે તો તેને સખત માર પડશે માસ્તરે ગુસ્સે થઈ તાકીદ આપેલી હોવાથી બીજે દિવસે બધા છોકરાઓ શાતિથી પોતપોતાનો અભ્યાસ કરતા હતા પરતુ વચ્ચેથી અચાનક શિસોટીનો અવાજ માસ્તરના સાભળવામા આવ્યો ! છોકરાઓ ચકિત થયા અને માસ્તર ગુન્હેગારને ખોળવા લાગ્યા

શિસોટી કોણે વગાડી એ મહેતાજીને બરાબર સમજાયુ નહીં તેથી તે કલાસમા જે એક નઠારો છોકરો હતો તેનાપર તેમનો વહેમ પડ્યો તેને ઉભો કરીને પૂછતા તેણે કહ્યુ "મે કઈ શિસોટી વગાડી નથી પરતુ આપને જો મને શિક્ષા કરવાની હોય તો આપ બેલાશક કરો મારી ના નથી કહેવત છે કે "હળવુ લોહી હવાલદારનુ !" જો કે તે છોકરાએ શિસોટી વગાડી ન હોતી અને તેથી તે કસૂરદાર નહોતો તો પણ એ હમેશ તોફાની છોકરો હોવાથી મહેતાજીને એનુ કહેવુ ખરૂ લાગ્યુ નહીં માટે સોટી ખાવા હાથ આગળ કરવા તેને કહ્યુ

ન્હારો છોકરો અને મહેતાજીનુ એવું સંભાષણ ચાલતું હતુ તે વખતે એક નવ વરસનો પાતળો પણ હોશીઆર છોકરો કુદીને ઉભો થયો અને બોલવા લાગ્યો "સાહેબજી, આ અપરાધ ચિમને કર્યો નથી પણ મે કર્યો છે એને શિક્ષા ના કરશો ખરૂ પુછો તો શિસોટી મે પણ વગાડી નથી માત્ર અપરાધી હું છુ એ વાત ચોક્કસ. કેવી રીતે અપરાધ થયો છે તે હું આપને જણાવુ છુ આપે બે દાખલાઓ લખાવેલા તે પૈકી એક મે બરાબર ગણ્યો અને બીજા દાખલામા ભૂલ આવવાથી તે હું ભુશી નાખવા ગયો એથી પાટીપર મારો હાથ જોરથી ઘસાઈ તેનો જે અવાજ થયો તે આપને શિસોટી જેવો સંભળાયો એવી રીતે આ વાત બની છે અને હુ તે માટે ઘણો દિલગીર છુ કસૂર મારી છે અને તેની શિક્ષા ચિમનને શા માટે? શિક્ષા ભોગવવા હું આ તૈયાર છુ" એવું બોલીને એ પ્રમાણિક છોકરાએ સોટી ખાવા માટે હાથ આગળ કર્યો મહેતાજીનુ અંતકરણ ભરાઈ આવ્યુ અને તે હોશીઆર છોકરાને કહેવા લાગ્યા "નાનુ, તે જે કહ્યુ તેપરથી તારી સત્યતા માટે મને બિલકુલ શંકા આવતી નથી તે કંઈ જાણી જોઈને પાટીપર હાથ ઘસી અવાજ કર્યો નથી તેથી તુ શિક્ષાને પાત્ર નથી એટલુંજ નહીં પણ તને તારી સત્યતા અને ધૈર્ય બદ્દલ સાબાશી આપવી ઘટે છે" એટલુ બોલી મહેતાજીએ નાનુનો બરડો થાબડયો અને એને બેસી જવા કહ્યુ

જો કે મહેતાજીએ નાનુને સાબાશી આપી તો પણ નાનુ તો શરમિંદો થઈ પોતાની જગ્યાપર બેઠો નિશાળના તમામ છોકરાઓ એના ધૈર્યના વખાણ કરવા લાગ્યા ખરેખર એ ધૈર્યવાન્ ન હોતો એમ કોણ કહેશે?



## ૨

## પરોપકારનુ ફળ.

દરેક માણુસે પોતાની અનુકૂલતા પ્રમાણે હમેશ પરોપકાર કરતા રહેવું, એ કદી પણ નિષ્ફળ જાય નહીં પરોપકાર કરવો એ ખેતરમાં બી ઓરવા જેવુ છે ખેતરમા પહેલા બી ઓરવાથી જેમ તે આગળ અનાજ આપે છે તેજ ન્યાય પરોપકારને લાગુ છે એ વિષયપર તમોને હું એક વાત કહું છુ તે સાભળો

એક સમયે એક સરદાર સ્રી પોતાના માણુસો સાથે ગાડીમા બેસી જતી હતી જતા જતા રસ્તામા એણે એક એવો ગરીબ છોકરો જોયો કે જેના પગમા જોડા પણ નહોતા અને જેના પગને કઈ જખમ થયેલો હોવાથી તે ઘણો થાકી ગયેલો જણાતો હતો. એ છોકરાની એવી સ્થિતિ જોઈને એ બાઈને દયા આવી અને એણે તે છોકરાને સરસામાનની ગાડીમા બેસવા કહ્યુ અને પછી તે બધા આગળ ચાલ્યા

ચાર પાચ ગાઉ ગયા પછી તે છોકરાને ત્યાથી એક નજીકના ગામમા ધધો રોજગાર ખોળવા જવાનુ હોવાથી તે ઉતરી પડયો અને બાઈનો ઉપકાર માની તે રસ્તે પડયો

વીસ વર્ષ પછી કર્મધર્મ સજોગ એવા બન્યા કે એક શાહુકાર એક સુદર શિગ્રામમા બેસીને જતો હતો અને એણે એક એવી ઘરડી ડોસી જોઈ કે જેને લાકડીના આધાર વિના ચાલતા ફાવતુ નહોતુ એને ડોસીની દયા આવી અને તેથી ગાડીવાનને ગાડી ઉભી રાખવા કહ્યુ ગાડી ઉભી રખાવી પોતાના નોકરને કહ્યુ કે તે ગરીબ ડોસીને ગાડીમા બેસાડ તેને ગાડીમા બેસાડયા પછી ગાડી ચાલવા લાગી બન્નેની વાતચિત થવા લાગી દરમીઆન એ

શાહુકાર બોલ્યો "મને હજુ યાદ છે કે વીસ વર્ષ ઉપરાત હું જ્યારે જોડા પહેર્યા વગર પગે ચાલતો હતો ત્યારે મને એક વૈભવ શાલી સરદાર સ્ત્રીએ પોતાની ગાડીમા બેસાડીને મારો ચાલવાનો શ્રમ બચાવ્યો હતો" આ હકિકત સાભળી એ ઘરડી ડોસીને પોતાની વૈભવશાલી પૂર્વસ્થિતિ સાભરી આવી અને તેથી તેની આખમાથી ટપટપ અશ્રુ પડવા લાગ્યા અને તે એ શાહુકારને કહેવા લાગી "આપ જે સ્ત્રીની યાદગિરી કરો છો તે હુજ, પરતુ કમનસીબે મારી પૂર્વ સ્થિતિ બદલાઈ ગઈ છે અને આજે હુ એક નિરાધાર અને કગાલ સ્ત્રી છુ"

એ વાત સાભળી શાહુકારને દિલગીરી ઉત્પન્ન થઈ અને એ બોલવા લાગ્યો "એમ? પ્રભુ ઈચ્છા! પણ તમે હવે બિલકુલ ફિકર કરશો નહી તમે મને જે ગાડીમા બેસાડયો હતો તે વખતે હુ પોતાનો દેશ છોડી તે તરફ કામધધો ખોળવા જતો હતો થોડા દિવસ પછી હુ ધધે વળગ્યો અને તે વખતથી આજ સુધી દિન પ્રતિદિન મારી સ્થિતિ સુધરતી ગઈ તે એટલે સુધી કે તમારી કૃપા અને આશિર્વાદથી મને કોઈ પણ પ્રકારની કમતરતા નથી આજે શાતિથી અને નિવૃત્તિથી બેસીને રોટલો ખાઉ એટલી સંપત્તિ મારી પાસે છે મતલબ કે પરમેશ્વર કૃપાથી મને આજે અનુકૂલતા છે માટે હયાતી સુધી આપને આજથી દર મહિને રૂપીઆ દસ પ્રમાણે આપતો જઈશ આ શબ્દ સાભળી પેલા ડોસીનુ હૈયુ ઉભરાઈ આવ્યુ અને તેણે એ પરોપકારી શાહુકારનો ઘણો આભાર માન્યો ખેડુત જે પ્રમાણે ખેતરમા બી વાવે છે તે પ્રમાણેજ આ ઘરડી ડોસીએ તેના અનુકૂલ કાળમા પરોપકાર રૂપી

ઓ વાવ્યુ હતુ, તેનાજ ફળ તેને આજ વીસ વર્ષ પછી પોતાની પડતી દશામા મળે છે એમ કોણ ના કહેશે ?



૩

કોઈ એક વિધવા સ્ત્રી દરિયા કિનારા પાસેની એક ટેકરીપર રહેતી હતી એને છૈયુ છોકરૂ કંઈ નહોતુ તે ઘણી ગરીબ સ્થિતિની હતી પોતાનુ ગુજરાન ચલાવવા માટે એને બધો દિવસ મજુરી કરવી પડતી હતી એવી ગરીબ સ્થિતિમા હતી છતા પણ એનુ પરોપકાર કરવા તરફ ઘણુ લક્ષ હતુ

એક દિવસ રાત્રે એ રૂ પીલતી હતી તે વખતે તેના મનમા આવ્યુ કે આ દુનિયામા એનુ જીવવું અને ન જીવવુ સરખુ જ છે, કારણ કે, એને લાગ્યુ કે, આજ સુધી એક નાનુ પણ પરોપકારનુ કૃત્ય એના હાથથી થયુ નથી થોડો વખત વિચાર કરી પોતાના મન સાથેજ બોલવા લાગી "પેટ ભરવા માટે આ હુ કામ કરૂ છુ, પરતુ રોજ જો હુ એક કલાક વધારે કામ કરીશ તો મને વધારે પૈસા મળશે તે પૈસાનુ હુ તેલ લાવીશ અને અહીંઆ આખી રાત દિવો કરી મુકીશ, એટલે ખલાસીઓને આ જે કિનારાપાસેનો મોટો ભયકર ખડક રાતના વખતે માલમ પડતો નથી અને તેથી ઘણા અકસ્માત્ થાય છે, તે આ દિવાને લીધે થતા અટકશે

બીજે દિવસે આ સુવિચાર પ્રમાણે એને જે વધારે પૈસા મળેલા, તેમાથી દિવા-બત્તી ખરીદ કરી આખી રાત દિવો બળતો મુકયો. આ એનો ક્રમ ઘણા વર્ષ સુધી ચાલ્યો આ કામ તે કંઈ સ્વાર્થ

બુદ્ધિથી કરતી હશે એમ તો નહોતુંજ, પરંતુ આ કૃત્ય નિષ્કામ કરેલુ છતા એને એનો મોબદલો મળ્યોજ. આ કૃત્યથી ઘણા ખલાસીઓના પ્રાણ અને વહેપારીઓના વહાણ સંકટમાંથી બચ્યાં. એ ખલાસી અને વહેપારીઓ આ બાઈનો ઉપકાર માની તેને મોટી મોટી કિંમતી ચીજોની ભેટ મોકલવા લાગ્યા આ એકાંતવાસી સ્ત્રીને એ કોઈ પણ ચીજ વસ્તુની જરૂર નહોતી, તેથી તે આવેલી બધી ચીજો ગરીબોને આપી એમને સાહાય્ય કરતી

જુઓ, એક તદ્દન ગરીબ અને અનાથ સ્ત્રી, એનામા પરોપકાર માટે ઘણી લાગણી હોવાથી કેવાં કેવા સારા કૃત્ય કરી શકી? આપણે બધાએ એનુ અનુકરણ કરવુ જોઈએ, અને સદ્‌વૃત્તિ રાખી પરોપકાર કરવો જોઈએ



૪

## પ્રમાણિક મજુર.

| | |
|---|---|
| શમસુદ્દીન . | એ એક મજુર છે |
| દાઉદ | એનો છોકરો |
| જાફર | એ રોટીવાલો |
| હૈદ્રાબાદ . | એ એક શહેર છે ત્યા દાઉદની ઝુંપડી છે |

દાઉદ—મને ઘણી ભૂખ લાગી છે બાપા આવ્યા હોત તો સારૂં. હં! પણ એ આવ્યાજ

[ શમસુદ્દીન રૂમાલમા રોટી લઈ આવે છે ]

શમસુદ્દીન—બેટા, આ હુ આવ્યો.

દાઉદ—બાપા, તમે આવી પોહોંચ્યા એ સારૂં થયુ, બા ગુજરી ગઈ ત્યારથી મને આ ઘરમા ચેન પડતુ નથી, અને એકલો હોઉંછુ ત્યારે તો આ ઘર ખાવા ધાય છે હશે! પણ બાપા મને હમણા ઘણી ભુખ લાગી છે

શમસુદ્દીન—હા બેટા' તને આજ કાલ વખતસર ખાવા મળતુ નથી અને જે મળે છે તે પેટ ભરાય એટલુ પણ હોતું નથી આજ કાલ મારો ધંધો સારો ન ચાલતો હોવાથી એવી દશા આવી છે પણ બેટા તુ ફિકર ના કરીશ. આપણે હિંમત રાખવી જોઈએ એટલે આ દિવસ પણ નીકળી જશે

દાઉદ—હા બાપા, એ તમારૂ કહેવું બરાબર છે પણ ચાલો, પહેલા આપણે રોટી ખાઈ લઈએ આપણને ભૂખ લાગી છે અને એ રોટી ગરમ છે એટલે એ ખાતા ઘણી મજા પડશે

શમસુદ્દીન—( પોતાના મન સાથે બોલે છે. ) રોટીમા સ્વાદ આજે પડશે તો ખરો, પણ કાલે ક્યારે મળશે એ ભગવાન જાણે' પછી રૂમાલમાથી રોટી કાઢીને છોકરાને આપે છે, અને કહે છે લે બેટા, ખા અને પાણી પી

દાઉદ—ના, બાપા, એ બરાબર નથી

શમસુદ્દીન—શુ ? શુ બરાબર નથી ?

દાઉદ—આ બધી મને એકલાને આપો છો, તો !

શમસુદ્દીન—તો એમા તને શુ ખોટુ થયુ ?

દાઉદ—તમે આખો દિવસ કામ કરીને થાકી જાઓ છો અને હજુ સુધી તમે કંઈ ખાધુ નથી માટે તમે પણ એમાંથી અડધી લો

શમસુદ્દીન—બેટા, તુ મારી આટલી કાળજી રાખે છે એ જોઈને હુ પોતાને ધન્ય માનુ છુ ખરૂં પુછીશ તો તારૂ પેટ ભરેલુ જોઈને મને મારૂ પેટ ભર્યાં કરતાં વધારે સંતોષ થવાનો છે

દાઉદ—બાપા, તમે જો આજે ભુખ્યા રહેશો તો કાલે તમારાથી કામ કેવી રીતે થશે ? માટે હુ તમોને એમાથી અડધો લેવા કહુ છુ

શમસુદ્દીન—ઠીક, જેમ તારી મરજી ( પોતે રોટી ભાગે છે અને ને વખતે એમાથી બે આનીઓ અને પાવલીઓ નીચે પડે છે )

દાઉદ—બાપા, બાપા, આ બધુ શુ નીકળ્યુ ? બે આની અને પાવલી ઓહો ' કેટલી બધી પણ ?

શમસુદ્દીન—હા, બેટા, એને અડકીશ નહીં એ પૈસા આપણા નથી

દાઉદ—શુ ? એ પૈસા આપણા નથી ? તો કોના છે ?

શમસુદ્દીન—ખરૂ પુછીશ તો, એ કોના છે એ હુ પણ નથી જાણતો, પણ એ પૈસા આપણા નથી એ વાત ચોક્કસ આપણે એનો તપાસ કરવો જોઈએ, માટે ઉઠ અને જાફરભાઈની દુકાને જઈને તેમને પુછતો આવ ઽ ' ઉઠ, જલદી કર

દાઉદ—( ગુ ચવાઈ ગયો ) બાપા, આપણે ગરીબ છીએ અને આપણે પેસા આપી આ રોટી વેચાતી લાધી છે '

શમસુદ્દીન—રોટી હુ વેચાતી લઈ આવ્યો એ વાત ખરી પર તુ તેમાના નાણા મે કઈ વેચાતા લાધેલા નથી આપણે ગરીબ છીએ એ વાત નિ સ શય પણ તેને લાધે આપણે પ્રમાણિકપણુ છોડી દેવુ ?

દાઉદ—બાપા, તમે એ બરાબર કહ્યુ આ હુ જાફરભાઈ પાસે જાઉં છુ ( એ જાય છે )

શમસુદ્દીન—( મનમા બોલે છે ) બેટા દાઉદ તારૂ દુ ખ જોઈ, મારૂ મન બળી જાય છે, પર તુ લુચ્ચાઈ કરીને તારૂ પેટ ભરૂ તો મારૂ અ ત કરણ ફાટી જાય મને વિશ્વાસ છે કે આપણે જો

દૃઢતાથી રહીશુ અને પરમેશ્વર પર ભરોસો રાખીશુ તો આપણને કઈ પણ ઓછુ પડવાનુ નથી

[ દાઉદ અને રોટીવાલા જાફરભાઈ આવે છે ]

દાઉદ—આ જુઓ, જાફરભાઈ આવ્યા મે એમને પૈસાની બધી વાત કહી દીધી છે

શમસુદ્દીન—જાફરભાઈ, આ રોટીમા આ પૈસા કયાથી આવ્યા ?

દાઉદ—( વચમા બોલી ઉઠે છે ) જાફરભાઈ, મારા બાપા ઘણા ગરીબ છે '

શમસુદ્દીન—પણ ગાંડીઆ, આપણે કઈ ચોર નથી ' જાફરભાઈ, આ પૈસા તમારા છે તે તમે લઈ જાઓ

જાફર—(હસીને) ના ' ના ' તે કંઈ પણ તમે મનમા નહીં લાવશો મે જ એમને કહ્યુ હતુ '

શમસુદ્દીન—કોને કહ્યુ હતુ ? અને શુ કહ્યુ હતુ ?

જાફર—એ તો અહમદ સાહેબને કહ્યુ હતુ મે એમને કહ્યુ કે શમસુદ્દીન ઘણો પ્રમાણિક આદમી છે, ત્યારે તેમણે કહ્યુ, ઠીક ત્યારે બહુ સારી વાત છે તે પરથી આ બધો પ્રકાર બની આવ્યો છે

શમસુદ્દીન—તમે શુ બોલ્યા તે હુ જરા પણ સમજી શકયો નહીં

જાફર—સાભળો ત્યારે, હુ તમોને બધી હકિકત શરૂથી કહુ છુ કાલે અમારા લખનૌના સ્નેહી, અહમદખા અહીંઆ આવ્યા તેમણે મને પૂછયુ કે આ ગામમા કોઈ પ્રમાણિક માણસ છે કે ? તે વખતે મે તારૂ નામ કહ્યુ તેથી તેમણે પૈસા આપીને તે તને પહોચાડવા કહ્યુ તુ રોટી લેવા માટે આજે સવારે આવીશ એ હુ જાણતો

છુ તો તેથી મે તે રોટી તારા માટે તૈયાર રાખી હતી તો એ પૈસા તારાજ છે એ દેખીતું છે

શમસુદ્દીન—પ્રભૂને અમારી દયા આવી અને એણેજ તમોને આ સદ્બુદ્ધિ આપી

જાફર—પણ તેટલાથીજ અહમદ સાહેબ સતોષ માની બેસી રહ્યા નથી, તેમણે એમ પણ કહ્યુ છે કે એવો જે પ્રમાણિક માણસ હશે એને એની પાસે મોકલી આપવો એટલે તે તેને નોકરીમા રાખી સારો પગાર આપશે

શમસુદ્દીન—ઓહો ! પરમેશ્વરે મોટી કૃપા કરી છે હવે શુ ! પેટ ભરીને ખાવુ અને આખો દિવસ કામ કરવું બેસીને ફોકટ ખાવા કરતા એ મને હજાર ગણુ સારૂ લાગે છે ! જાફરભાઈ, તમે મારી ગરીબ સ્થિતિ જાણી એ મારાપર ઘણો ઉપકાર થયો ચાલ ત્યારે દાઉદ, આપણે હમણાને હમણા લખનૌ જઈશુ અને એમના પરોપકારી સ્નેહીને મળીશુ રોટી ખાવા માટે પણ હું હવે અહીં-આ રહેવાનો નથી, તે આપણે રસ્તે જતા જતાજ ખાઈ લઈશુ હે પ્રભુ ! તે અમારી લાજ રાખી મનોનિગ્રહથી રહેવા તે અમોને મદદ કરી અને તેથીજ આજે અમારી દીન સ્થિતિ બદલાઈ જઈ અમોને પેટભર ખાવા પીવા મળે એવી દશા પ્રાપ્ત થઈ છે



૫

## નઠારો છોકરો.

અમદાવાદમા રાયપુર ચકલામા એક સુતાર રહેતો હતો, એને દશબાર વર્ષનો એકજ છોકરો હતો મા બાપ બન્ને જણ એ

છોકરાના ઘણા લાડ કરતા હોવાથી એ ઘણો નઠારો, તોફાની અને બેશરમ થયો હતો

એક દિવસ સવારે હાથમા રોટલો અને માખણ લઈ એ બારણામા ઉભો હતો, અને બીજા હાથમા જે સોટી હતી તે એ આમ તેમ ફેરવતો હતો એટલામા નજીકજ સુતેલો કુતરો એની નજરે પડયો ભાખરીવાળો હાથ એ કુતરા તરફ કરીને "તૂ તૂ" એમ કહીને એને બોલાવ્યો " કુતરાને લાગ્યુ કે એ છોકરો ભાખરી ખવડાવવા માટે બોલાવે છે તેથી તે ઉઠયો અને તેની પાસે પૂછડી હલાવતો હલાવતો ગયો કુતરો પાસે આવતા બરાબર પેલા નઠારા છોકરાએ એના મોઢાપર જોરથી સોટી લગાવી બિચારો કુતરો બુમો પાડતા પાડતા પાછો ગયો અને આ દુષ્ટ છોકરો પેટ પકડીને હસવા લાગ્યો

એ સુતારના સામેના મેડાપર એક અગ્રેજી નિશાળના માસ્તર રહેતા હતા એમણે આ બધો ખેલતમાસો જોયો હતો, તે તરતજ નીચે આવ્યા અને તે છોકરાને બોલાવીને તેમણે પૂછ્યુ "મારા આ હાથમા પાવલી છે એ તને જોઈએ છે?" પેલો નઠારો છોકરો હરિઓ ખુશ થઈને બોલ્યો "તમે આપતા હો તો મને લેવા શી હરકત છે?" એમ બોલી, પાવલી લેવા માટે એણે હાથ આગળ કર્યો, તે વખતે તે માસ્તરે, પોતાના બીજા હાથમા જે સોટી સતાડેલી હતી તે તેના હાથપર મારી છોકરો તો રડવા લાગ્યો અને મોટેથી બુમો પાડી તોફાન કરવા લાગ્યો "કેમ, તમે મને સોટી મારનાર કોણ? અને તે તમે શા માટે મારી?" એમ એ છોકરો બોલ્યો ત્યાર પછી માસ્તરે કહ્યુ "તે પેલા બિચારા કુતરાને શા માટે માર્યો? જો, આજથી ધ્યાનમા રાખ કે મુગા જાનવરને પણ

આપણા જેવુજ દુ ખ થાય છે અને વગર કારણે એને સતાવીએ તો એને આત્મા નિશાસો નાખે છે

એ સમયે, એ છોકરાના મા બાપ ત્યા આવી પહોચ્યા એ પોતાના છોકરાનુ અટકચાળાપણુ જાણતાજ હતા તેથી માસ્તરે તેમના છોકરાને જે શિક્ષા કરી તે બદલ તેમને બિલકુલ ખોટુ લાગ્યુ નહીં ઉલટુ એ કહેવા લાગ્યા ‘ માસ્તર સાહેબ, આપે ઘણુ સારૂ કર્યુ અમે એને એના અટકચાળાપણા માટે ઘણી વખત વઢીએ છીએ પરતુ એ અમારૂ તો માનતોજ નથી કહેવત છે કે પારકી મા કાન વીંધે એ સારૂ, એ પ્રમાણે આપે એને શિક્ષા કરી દાખલો બેસાડયો તે સારી વાત કરી છે ’



૬

## મ જુલા અને તારામતી.

એક ગામમા મ જુલા નામની એક ગરીબ વિધવા સ્ત્રી રહેતી હતી લોકનો કામ ધ ધો કરી એ પોતાનુ ગુજરાન ચલાવતી હતી એને એકજ છેકરી હતી એનુ નામ તારામતી હતુ મ જુલા જો કે ગરીબ હતી તો પણ તારામતીને કોઈ પણ વાતની કમનસના પડવા દેતી નહોતી, વખત પ્રસ ગે પોતે પેટને પાટા પણ બાધતી ( પોતે ભૂખ પણ વેઠતી ) સાધારણ સુખી માણસની કન્યા હોય એ પ્રમાણેજ તારામતીની ખાવાપીવામા અને ઓઢવા પહેરવામા એ વ્યવસ્થા રાખતી હતી

એ ગામમા એક બાગ હતો તે બાગનુ માળણનુ કામ એ કરતી હતી બાગ ગામથી જરા દૂર હતો અને એ ગામમા અક-

વાડીઆનોજ બજાર ભરાતો હતો તેથી અઠવાડીઆની સામગ્રી એને સામટી લાવવી પડતી હતી

એક વખતે, અઠવાડીઆનો બજાર ભરાયો તે દિવસે એ, ત્યા ગઈ હતી. તે દિવસે વરસાદ આખો દહાડો થોડો થોડો પડતોજ હતો તેથી તે ઘેર પાછી આવી ત્યારે તદ્દન પલળી ગઈ હતી, અને માથે સરસામાનનો મોટો ભાર હોવાથી થાકી ગઈ હતી એ ઘેર આવ્યા પછી એની દીકરી તારામતીએ તરત પૂછ્યુ "બા, તુ ખાવાનુ શુ લઈ આવી છે?" એ બિચારી ઘણી થાકી ગએલી હતી એટલે તે છોકરીએ એનો ભાર ઉતારવાની અથવા તાપવા માટે સગડી સળગાવવાની પ્રથમ તજવીજ કરવી જોઈતી હતી. પરંતુ એ બન્ને પૈકી એક પણ વાત તેને સૂઝી નહી

મંજુલાએ ભાર નીચે ઉતાર્યો અને ટાઢથી ધ્રુજતી ધ્રુજતી તે બેઠી તારામતીને એણે કહ્યુ "તારામતી, જો તો ખરી, મારા પગ કેવા બરફ જેવા ઠંડા થઈ ગયા છે!

એટલામા એક બિલાડી દોડતી આવી, એને જોઈને તે હસીને બોલી "બા, તને ખભે નાખવા કામળો અને પગમા પહેરવા જોડ પણ છે પણ બિચારી બિલાડીને કંઈ પણ નથી મને ઘણુ આશ્ચર્ય લાગે છે કે ગામમા એને સારી જગ્યા છતા એ વરસાદમા ટાઢ વેઠતી અહીંઆ કેમ આવે છે? મા કહે છે "તારામતી, આપણા માળીઆપર એના બચ્ચા છે એ તુ નથી જાણતી? પોતાના કરતા એમનો જીવ એને વધારે વ્હાલો લાગે છે રાતદિન એમનુ રક્ષણ કરે છે અને પોતાનુ પેટ ભરવા માટે ગામમા જાય છે પણ કોઈ પણ કારણે તે ત્યા રહેતી નથી કાલે રાતે જે ગમ્મત થઈ તે તને જોવા મળી નથી કારણ કે તુ સુઈ ગઈ હતી એ બિલાડીને, ગામમાથી પાછી આવતા ઘણુ મોડુ થયુ અને આપણા બારણા વાસી

દાપેલા હોવાથી એ "મ્યાઊ મ્યાઊ" કરતી બારણાને નખથી ઉઝરડવા લાગી. છેવટે હું ઉઠી, એને બારણું ઉઘાડી આપ્યું ત્યારે એના જીવને શાન્તિ વળી અને તે પોતાના બચ્ચા પાસે જઈને સુઈ ગઈ"

તારામતી પૂછે છે "બા ! માળીઆપરના બધા એનાજ બચ્ચાં છે? પણ બા ! આ, જે એમનાપર પ્રેમ કરે છે અને એમના માટે આટલા બધા દુઃખ સહન કરે છે એ ઉપકારનો બદલો તે બચ્ચાઓ આગળ જતા વાળી શકશે કે કેમ એની મને શંકાજ લાગે છે!" મંજુલા માથુ હલાવીને બોલે છે, "શાના ઉપકાર ને બુપકાર ! આ દુનીઆમા મા–બાપના ઉપકાર વાળે એવા કેટલા છોકરા હશે? ધન્ય છે એ મા–બાપને કે જેમના છોકરાં એવા કૃતજ્ઞ થાય છે! માએ તો એમના વૈતરા ઉઠાવવાંજ જોઈએ અને એમનાપર પ્યાર કરવોજ જોઈએ ! મા બાપ જે કષ્ટ વેઠે છે તે છોકરાઓ મોટા થએથી આપણને ઉપયોગી થશે એ હેતુથી બિલકુલ નહીં પરંતુ એમના અંતઃકરણની મમતાજ એમને તે કરાવે છે બચ્ચાઓ ખુશીઆનંદમા હોય એટલે એમને બધુ મળ્યુ એમ એમને લાગે છે"

માના મોઢામાથી આ નીકળેલા શબ્દ સાભળી તારામતી તો શરમિંદી થઈ ગઈ પોતે પહેરેલા, ગરમ, અને ઉનના કપડા અને માના પલળેલા કપડા, અને માએ સવારે એને ઉન્હો ઉન્હો રોટલો અને દૂધ આપેલુ અને પોતે તો માને વાસ્તે કંઈ પણ ખાવા તૈયાર ન કરેલુ, એ બધી વિરોધી સ્થિતિ જોઈ, માનો પ્રેમ કેવો હોય છે એનો એને બરાબર ખ્યાલ આવ્યો પછી એનુ હૈયુ ભરાઈ આવ્યું અને એ કહેવા લાગી "ઓ બા ! હું કેટલી મૂર્ખ છુ ! મને રાઈ જેટલો પણ વિચાર આવ્યો નહીં !" એટલું બોલી એ ઝટ ઉઠી

અને સગડી સળગાવી તે માને તાપવા માટે આપી અને એને સુકા કપડા પણ પહેરવા આપ્યાં. પછી ઝટ ઝટ રોટલા કરવા લોટ બાંધ્યો અને શાક સમારવા લાગી એટલામા મ જુલા ઉઠી અને રસોઈ તૈયાર કરવા લાગી રસોઈ થયા પછી બન્ને જણે તે આનદથી ખાધી હવેથી તારામતી વિચારવ ત અને વિવેકી થઈ દહાડે દહાડે એ ડાહી થતી જાય છે એ જોઈ એની માને ઘણો આનદ થયો, અને પરમેશ્વરે એવું સમજદાર બચ્ચુ આપ્યુ છે એટલા માટે એનો આભાર માનવા લાગી

આ વાત એક સાદી અને મોલ મજુરી કરનાર સ્ત્રીની છે તો પણ એમાથી આપણને કેટલી બધી શિખામણ લેવા જેવી છે એ અમારાં બાલ વાચકોને કહેવાની જરૂર નથી



૭

## મોટા દિલનો છોકરો.

ઈંગ્લ ડ દેશ ઘણો ઠ ડો છે એ બધાને ખબર છેજ ત્યા વર્ષમા થોડાકજ દિવસ કોરા જાય છે, બાકીનુ આખુ વર્ષ વરસાદ પડે છે અને તેથી ઘણી ઠ ડી રહે છે બરફ તો એટલું બધુ પડે છે કે છોક-રાઓ તેની સાથે રમે છે

લ ડન કરીને ઈંગ્લ ડમાં એક શહેર છે ત્યા એક દિવસ મોટો મેળાવડો ભરાયલો હોવાથી રસ્તામા ગાડીઘોડાની ઘણી ગર્દી થયેલી હતી રસ્તાની એક બાજુથી બીજી બાજુ જવા માટે જરા પણ માર્ગ ન હોતો ચપલ અને મજબુત માણસ પણ રસ્તાપર જઈ શકે નહીં સડક ઓળ ગીને બીજી બાજુએ જવા માટે એક

ઘરડી ડોસી ઘણા વખતથી રાહ જોતી બેઠી હતી પરંતુ એ બિચા-રીને એ ગર્દીમાંથી કોણ માર્ગ કરી આપે ?

એ અરસામાં નજીક એક નિશાળ હતી તેને એ વાગ્યાની રજા મળી એટલે છોકરાઓ રસ્તામાં હરવા ફરવા લાગ્યા અને બરફ સાથે રમવા લાગ્યા બધા છોકરાઓએ એ બાઈની લાચાર સ્થિતિ જોઈ હતી પરંતુ તેને રસ્તાની બીજી બાજુ પહોંચાડવાની કોઈને સૂઝ પડી નહીં.

એટલામાં એક હોશીઆર, અને ચાલાક છોકરો તે બાઈ પાસે આવ્યો અને છેક કાન પાસે જઈ એને પૂછ્યું " ડોસી મા, તમારે રસ્તો ઓળંગી પેલીપાર જવું છે ? જવું હોય તો હું તમોને હાથ ઝાલી લઈ જાઉં છું " ડોસી બોલી " બેટા, તારૂં કલ્યાણ થાઓ ' એ ડાહ્યા છોકરાએ એ શબ્દ સાંભળી ડોસીને રસ્તાની બીજી બાજુએ પહોંચાડી એ કામ કરીને તે પોતાના ભાઈબંધ પાસે ગયો અને શાંતિથી કહેવા લાગ્યો ' ભાઈઓ, એ ડોસી કોઈની પણ મા હોવી જોઈએ, બલકે એ ઘરડી, ગરીબ અને નિરાધાર તો જણાયજ છે માટે મેં એને ઘણી ખુશીથી મદદ કરી હું આશા રાખું છું કે મારી મા ઘરડી થાય અને કમનસીબે એનો વ્હાલો દીકરો એને છોડી જાય તો એને મારા પેઠે કોઈ પણ સાહાય્ય કરશેજ "

ઉપરનો છોકરો તમારા જેવોજ નિશાળમાં જનારો ન્હાનો બાલક, પણ એના વિચાર કેટલા બહોળા અને કેટલા મમતાળુ હતા ? બાલકોએ એવીજ વૃત્તિ રાખવી જોઈએ



૮

## આજ્ઞાધારકપણુ.

બાળકોએ માબાપની અને મહેતાજીની આજ્ઞા માનવી એમાં એમના ભાવી કલ્યાણનો પાયો છે બાળકોને નહીં પણ મોટા માણુસોને સુધ્ધા આ નિયમ લાગુ છે જેમને આપણને હુકમ કરવાનો અધિકાર છે એમને જો હરઘડી હુકમ શા કારણે કર્યો એમ આપણે પુછીએ તો કોઈ પ્રસગે મોટુ સકટ આવવાનો ભય રહેછે. જુઓ ' લશ્કરના સિપાઈ અને આગબોટપરના ખલાસીઓ જો પોતાના અમલદારને હુકમના કારણો પૂછે અને તે સમજતા સુધી જો હુકમનો અમલ ન કરે તો કેટલો ભારે ઘોટાળો અને નુકશાન થવાનો સભવ છે' આજ્ઞા માનવાથી શા પરીણામ થાય છે એ સમજાવવા માટે વાર્તાઓ કહીશુ

## વાર્તા ૧ લી.

યુરોપ ખડમા પ્રશીઆ નામનો એક દેશ છે ત્યા એક વખત બે આગગાડીઓની ટક્કર થઈ મોટો અકસ્માત્ થવાનો વખત આવ્યો હતો એ સમયના એક સાંધાવાળાએ (--આગગાડીને એક રેલપરથી બીજી રેલપર લઈ જવા સાંધો ફેરવી ઝડી બતાવનારો તે--) પોતાનો ન્હાનો છોકરો, જે રેલપર ગાડી આવવાની હતી તેની વચ્ચે રમતો જોયો. એવા બારીક પ્રસગે શુ કરવુ એ એને સૂઝયુ નહી પેલા ન્હાના છોકરાને ઉંચકી લેવા માટે જાય તો આ તરફ બે ગાડીઓની ટક્કર થઈ હજારો માણુસોના જાનની ખુવારી થાય અને ન જાય તો પોતાનો છોકરો મરી જાય' છેવટે મન સાથે એમ ઠરાવ્યુ કે ઈશ્વરે ધાર્યું હશે તે થશે પણ એક છોકરા માટે હજારો માણસના પ્રાણ જોખમમા નાખવા એ તો અયોગ્યજ છે એવો મનોનિગ્રહ કરી એ ધૈર્યવાન માણસ પોતાન કર્તવ્ય બજાવવા માટે

ઉભો રહ્યો તરતજ એણે એક મમયસૂચકતા વાપરી મોટેથી બૂમ પાડી છોકરાને કહ્યુ "નીચે સુઈ જા" એ છોકરાને, મૂળથી મા-બાપની આજ્ઞા માનવાની ટેવજ પડી ગઈ હતી તેથી તેણે ઝટ તેમ કર્યું ગાડી તો સપાટાબધ નીકળી ગઈ

સાધાવાળાએ પોતાનુ કર્તવ્ય કાળજી રાખી બજાવેલુ હોવાથી અકસ્માત્ ટળ્યો અને એ ગાડી નીકળી ગઈ એ બધુ ઘણુ સારૂ થયુ પણ એ બિચારાના મનની શી સ્થિતિ થઈ હશે એનો આપણને ખરો ખ્યાલ આવેજ નહીં છોકરો ગાડીનીચે ચગદાઈ જશે અને એનુ હાડકુ પણ હાથ આવશે નહીં એવી એની ખાત્રી હતી અને તેનુ અત કરણ તુટી જવાની તૈયારીમા હતુ પણ પ્રભુની લીલા અગમ્ય છે! છોકરો તો બે રેલની વચ્ચે સૂતો હોવાથી, આગગાડી એને જોખમ કર્યા વગર નીકળી ગઈ છોકરાને જરા પણ ઈજા થઈ નહીં અને એના મા-બાપને પાછો મળ્યો ધન્ય છે એ મોટા મનના મા-બાપને અને એ આજ્ઞાધારક છોકરાને' એ વાતની ખબર રાજાને મળી અને રાજાએ એને ઘણુ મોટુ ઈનામ આપ્યુ

## વાર્તા ૨ જી.

ફ્રેડરિક-ધી-ગ્રેટ આ નામનો પ્રશીયા દેશમા એક પ્રખ્યાત રાજા થઈ ગયો શત્રુસાથે લઢાઈ ચાલતી હતી ત્યારે એણે પોતાની ફોજને એવો હુકમ કર્યો હતો કે રાત્રે નવ વાગતા બધાએ પોતપોતાના તબુમાના દીવા ઓલવી નાખવાજ જોઈએ લશ્કરમા એકપણ દીવો રહેવો ન જોઈએ અને આ હુકમની જરાપણ અમાન્યતા થયેલી નજરે પડી તો ગુન્હેગારને દેહાત શિક્ષા થશે આ હુકમ કરવામા એનો હેતુ એવો હતો કે પોતાની છાવણી ક્યા છે એ શત્રુને માલુમ ન પડવ જોઈએ હુકમની

અમલબજાવણી બરાબર થાય છે કે નહીં તે જોવાનાટે રાજા એક દિવસ જાતે ફરવા નીકળ્યો ત્યારે એણે એક તબુના દીવો બળતો જોયો। તેથી એ તે તબુમા ગયો તબુમા એક મોટો કામદાર કાગળ લખતો હતો અને તે બધ કરવાની તૈયારીમા હતો રાજાને ઘણો ગુસ્સો આવ્યો અને એ તે અમલદારને પૂછવા લાગ્યો "તમે હુકમ વિરૂદ્ધ કેમ વર્તન કરો છો"? અમલદાર શરમિદો થઈ બોલ્યો "હુ દેશમા પત્નિને કાગળ લખતો હતો" એ જવાબ સાભળી રાજાએ કહ્યુ "હુ 'એમ કે' ત્યારે એ પત્રની નીચે એમ-પણ લખી નાખો કે આ કાગળ તમને મળતા પહેલા, રાજાના હુકમની અમાન્યના કર્યા બદલ મને તોપને મોઢે ચઢાવવા રાજાનો હુકમ થશે"

એ અમલદારને ઘણી ભારે શિક્ષા કરી એમ આપણને લાગશે પણ એ અમલદારનો ગુન્હો એવોજ ગભીર અને ભયકર હતો એ વાત તમે સહેજ સમજી શકશો જુઓ, દીવો બળતો રહેવાથી શત્રુના ગુપ્ત માણસો તરત જાણી શકે કે છાવણી ફલાણે ઠેકાણે છે, અને છાવણીની એવી રીતે ખબર પડયાથી એકદમ હલ્લો આવી હજારો માણસોનો જાન જવાનો વખત આવે' એવો દુર્ઘટ પ્રસગ ન આવે એટલા માટે આપના ઇલાજ લઈ છાવણીમાના લશ્કરને દહેશત અને દાખલો બેસાડવા માટે રાજાને લશ્કરી કાયદાનો બરા-બર અમલ કરવો પડયો



૯

## યુરોપીઅન અને ઇંડીઅન.

યુરોપીઅન લોકોએ અમેરિકા ખડમા વસાહત કરી પોતાના ઉદ્યોગથી અને હોશીઆરોથી એ તદ્દન જગલી પ્રદેશને હાલ સુવર્ણભૂમિ જેવુ સ્વરૂપ આપેલુ છે એ વાત મશહૂર છે પરતુ

ત્યાના દેશી લોકોસાથે (રેડ-ઈંડીઅન વિગેરે જ ગલી લોકો સાથે) શરૂઆતમા કેટલાક યુરોપીઅન ઘણી ક્રુરતાથી વર્તતા હતા, આ વાત બહુ દિલગીર થવા જેવી છે એ લોક જ ગલી છતા એઓએ ઘણાં કૃત્ય એવા કર્યા છે કે જેથી સુધારેલા યુરોપીઅન લોકોને શીખામણ મળે છે અને પોતાના અવિવેકી વર્તન માટે પશ્ચાત્તાપ કરવો પડે છે એ જ ગલી લોકોની ડાહાપણની વાતો ઘણી અ ગ્રેજી ચોપડીઓમા પ્રસિદ્ધ થઈ છે

એક યુરોપીઅન ખેડુત એક દિવસ પોતાના બારણે ઉભો હતો, એટલામા આખો દિવસ કામ કરી થાકી ગયેલો ઈંડીઅન એની પાસે આવ્યો થાકી ગયેલો હોવાથી અને એને ઘણી ભૂખ લાગેલી હોવાથી એ ઇંડીઅને એ ખેડુપાસે કંઇ ખાવા માગ્યુ હશે ત્યારે તે યુરોપીઅન ખેડુ એને ધિક્કારી બોલ્યો "જા, જા, ચાલ્યો જા અહીંઆ કંઈ મળશે નહીં" થોડો ટાઢો વાશી રોટલો તો આપો એમ એ ઇંડીઅને કહ્યુ ત્યારેપણ એને એજ જવાબ મળ્યો છેવટે પાણી પાવા માટે વિનતી કરી ત્યારે તેટલીપણ દયા બતાવવાનુ એ યુરોપીઅન ખેડુથી બન્યુ નહીં પાણી ન પાયુ તો ન પાયુ અને વળી એને કહ્યુ " ઓ નફ્ફટ કુતરા અહીંથી જા, તારૂ મોઢુ કાળુ કર " આ શબ્દ સાભળી બિચારો ઈંડીઅન છાનો-માનો જરા ઉભો રહયો અને તેટલી વારમા એ યુરોપીઅનનો ચહેરો બરાબર યાદ રહે એટલા માટે ચોક્કસ રીતે બારીકાઈથી જોઈ રહયો

થોડાક દિવસ પછી એમ બન્યુ કે એ યુરોપીઅન શિકાર કરવા માટે જ ગલમા ગયો હશે ત્યારે પાછા આવતાં એ ભૂલો પડયો, અને જ ગલમા અવળા માર્ગે ચઢી જતા એક ઇંડીઅનના ઝુ પડા પાસે આવી પહોચ્યો અને પોતાના ઘર તરફ જવાનો રસ્તો કયો છે એ સ બ ધમા પૂછપાછ કરવા લાગ્યો ઝુ પડીના માલીકે કહ્યુ કે "તમારૂ ઘર તો ઘણુ દૂર છે દિવસ આથમવા આવ્યો છે અને

જતા જતા રાત પડશે એટલે તમોને જંગલમાજ રહેવુ પડશે અને તે સમયે વાઘ વિગેરે પ્રાણી તમોને ફાડી ખાશે, માટે મરજી હોય તો રાતોરાત આ ઝુપડીમા પડી રહો"

સંકટ સમયે એવો આશરો મળ્યો એ જોઈને યુરોપીઅન ખેડુ ઘણો ખુશી થયો અને રાતોરાત ત્યા પડી રહયો ગરીબ બિચારા ઇંડીઅને પોતાની પાસે જે હતુ તે એ યુરોપીઅન ખેડુને ખાવા આપી એનો સત્કાર કર્યો બીજે દિવસે સવારે એણે પેલા ખેડુને કહ્યુ "તમે જવા નીકળ્યા ખરા પણ તમોને રસ્તો જડવો મુશ્કેલ છે, માટે હુ તમોને તે બતાવવા આવુ છુ" એમ કહી પોતાની બંદુક બરાબર તૈયાર કરી ખેડુસાથે એ ગયો પાચેક ગાઉ ગયાપછી એ, પેલા ખેડુને કહેવા લાગ્યો "હવે અહીથી તમારૂ ઘર એક ગાઉ પણ નથી, એમ સીધાને સીવાજ ચાલ્યા જાઓ એટલે તમોને તમારૂ ઘર જડશે" છુટા પડતા પહેલા એ ઇંડીઅન એની સામે ઉભો રહી બોલ્યો "આપ મને ઓળખોછો કે' યુરોપીઅને કહ્યુ "જોયા જેવું લાગેછે" ઇંડીઅને કહ્યુ "જોયા જેવુ શા માટે કહોછો ! ' થોડાક દિવસ પહેલાજ હુ આપને ત્યા આવ્યો હતો ત્યારે આપે મારો સારો સત્કાર કર્યો હતો તેથી આપને મારી યાદગિરી તો રહેવીજ જોઈએ, મે તો આપનો ચહેરો બરાબર કાળજીથી મારા ધ્યાનમા રાખ્યો હતો ઠીક' હવે, હુ આપને જતા જતા થોડો બોધ કરવાનો છુ તે મહેરબાની કરી સાભળી તે પ્રમાણે ચાલશો એવી આશા છે કોઈ ઇંડીઅન તમારે બારણે તરસ્યો કે ભૂખ્યો આવે અને તમારી પાસે ખાવા કે પીવા માગે તો એને ધિક્કારશો નહી "એ નફફટ કુતરા' ચાલ્યો જા, નાહક ત્રાસ નહીં આપીશ" એવા શબ્દ નહી બોલશો ઠીક ત્યારે રામ રામ આવજો, પધારજો

ઇંડીઅનનુ આ માર્મિક પણ વ્યાજબી ભાષણ સાંભળી પેલ
યુરોપીઅન ખેડુને કેવુ લાગ્યુ હશે એની કલ્પના વાચકેજ કરવી



૧૦

## આળસુ છોકરો.

હલસુખ નામનો એક આળસુ છોકરો હતો એને ભણવાન
ઘણો કંટાળો હતો એ પાઠ તૈયાર કરવા બેસે ત્યારે ની
જણાવ્યા પ્રમાણે બોલવા લાગે, "ઓ માગ બાપ' આ ભણ
કેટલુ કંટાળા ભરેલુ છે ' જો તો ખરો, મોટા ભાઈએ આ
કેટલા બધા શબ્દ ગોખવા આપ્યા છે ' એક કે બે કે ચાર, ના, ન
આખુ પાન ને પાન' હુ ' ગોખવા તો જોઈએજ, ચાલવા દો ત્યા
હલસુખભાઈ' નિશાળ=વિદ્યાલય ઓ મારા બાપ' કેવડો મો
આ શબ્દ' હુ ! પણ નિશાળ એટલે કેદખાનુ કહીએ તો શ
હરકત છે ' કારણ નિશાળ અને કેદખાનુ સરખુજ હુ ' ચાલ
દો આગળ શિક્ષા કરવી=મારવુ વા' આ શબ્દ તો ગોખવાની ક
જરૂર નથી એનો અર્થ તો મને સ ારી માલમ છે હવે આગ
શુ ? આનંદકારક=જે વડે આનંદ મળે છે તે ખરૂ જોતા આ
શબ્દનો અર્થ સંપૂર્ણ આવ્યો નથી હુ કહીશ કે હીંચકાપ
બેસીને હીચકો ખાવો અને આંધળી ખીસકોલીની રમત રમ
એટલે આનંદ પણ જો આ અમારા પડોશના કાતીભાઈ' એ
પૂછશો તો કહેશે કે પરીક્ષ પાસ કરીને ઈનામની ચોપડી મેળવ
એનુ નામ આનંદકારક શાબાશ તમને કાતીભાઈ' ચાલવા
તમારી ગોખણપટ્ટી તમારી એકડી અને તમારી ચોપડી તમ
આબાદ રહો' હુ તો પ્રતિજ્ઞા કરૂં છું કે મોટો થઈશ ત્યારે હુ ચોપ
ડીને અડકવાનો પણ નથી વા' હુ હમણાજ મોટો થયો હોત તે
કેવી મજા પડત

[ એ હવે મોટો થયો છે ]

હ ! હુ ક્યારે મોટો થઈશ એવી મને ઉતાવળ થઈ હતી અને હવે હુ તાડ જેટલો ઉંચો થયો છુ પણ શી મારી ખરાબ સ્થિતિ ' હા ' પણ એનો દોષ કોના તરફ ? મારા તરફજ કહેવત છે કે ' કરે તેવુ પામે અને વાવે તેવુ લણે નાનપણમા મે ભણવા તરફ ધ્યાન આપ્યુ નહીં એટલુ જ નહી પણ મહેતાજી જે ધ્યાનમા રાખવા કહેતા તે હુ યાદ રાખવા કરતા ભૂલી જવાનોજ પ્રયત્ન વધારે કરતો '

બાપા કહેતા કે અલ્યા દલસુખ ચોપડી લઈને બેસ, અલ્યા કોપી અને અક્ષર તો સારા લખતા શીખ, એટલે તને કોઈ નામુ ઠામુ લખવા રાખે અરે તુ જો ઠોઠ રહીશ તો કુતરા પણ તારો ભાવ પૂછશે નહી બા પણ કહેતી, દલસુખભાઈ, દલસુખભાઈ, તુ રૂપાળો અને સુદર છે, તુ મને ઘણો ગમે છે પણ તારૂ ભણવામા ચિત્ત નથી એ કઈ સારૂ ચિન્હ નથી જો, ભાઈ, તુ જો શ ખ રહીશ તે આ મારો છોકરો એમ કહેતા પણ મને શરમ આવશે હવે અમારા કાતીની- ના, ના હવે એ, કાતી નથી, કાતીભાઈ થયા છે હવે અમારા કાતીભાઈની વાત સાભળો એ કઈ રમતો નહોતો એમ નહીં પણ રમવા કરતા ભણવામા એનુ ચિત્ત વધારે હતુ એ નિશાળમા ભણતો અને તે ઉપરાતપણ બીજુ ઘણુ ભણતો પણ હુ તો નિશાળના પાઠ તરફ પણ ધ્યાન આપતો નહોતો એ મારા જેવોજ મોટો થયો છે પણ એની વાત કયા ' લોક મને ઠોઠ અને અક્ષર- શત્રુ કહે છે અને એને બહુમાન આપે છે મારી ભૂલ હવે મને બરાબર જણાઈ આવી છે પણ હવે શો ઉપાય ? કહેવત છે કે 'ઘર લાગ્યા પછી કૂવો ખોદાવવો ' હવે મને વાચવા સૂઝે છે પણ આખો દિવસ મહેનત મજુરી કરવામા વખત કયા મળે છે ' એક દરે

ધિક્કાર છે મારા જન્મને ' આળસુ છોકરાનો આ માઠો અનુભવ સાભળી, છોકરાઓ, તમો એવી ભૂલ ના કરશો એ અમારૂ તમોને કહેવુ છે



૧૧

## સાક્ષી આપનારી ન્હાની છોકરી.

ઘણા દિવસ ઉપર ઇંગ્લાડમા, એક ચોરીના કામમા, એક નવ વર્ષની છોકરીની સાક્ષી લેવામા આવી હતી એ ફરિયાદ ચોરીની હતી એ ચોરી એના દેખતા એના ઘરમા થએલી હોવાથી એની સાક્ષી ઘણી મહત્વની હતી

આરોપીના તર્ફે જે વકીલ ઉભા રહ્યા હતા, તેમનો, આ છોકરીની સાક્ષી લેવાનો વિચાર નહોતો કારણ કે એમની એવી ખાત્રી હતી કે આ સાક્ષી જે જે કહેશે તે બધુ આપણા પક્ષકારના ગેરલાભમા ઉતરશે એ છોકરી સાક્ષી માટે આવી ત્યારે એમણે પૂછયુ ' છોકરી, નાગન એટલે શુ ? તે તુ જાણુછે ?" છોકરીએ કહ્યુ ' આપનો સવાલ હુ સમજી શકી નથી "

ન્યાયાધીશે કહ્યુ ' હા ' જરા ઉભા રહો આ છોકરીને મારે કઈ પુછવાનુ છે " પછી છોકરીને પૂછે છે " છોકરી, તેં કદી સોગન ખાધા છે ?" આ સાભળી છોકરી તો ગભરાઈ ગયા જેવી લાગી અને બોલી " ના સાહેબ " ન્યાયાધીશે કહ્યુ ' ના, તુ ગભરાઈશ નહી હુ તને એમ પુછુ છુ કે આ પહેલા તુ બીજી કોઈપણ ન્યાયની કોરટમા સાક્ષી આપવા માટે કદી ગઈ હતી કે ? એણે જવાબ આપ્યો " ના, સાહેબ " ધર્મગ્રથ હાથમા લઈ ન્યાયાધીશ પૂછે છે " આ ચોપડી શાની છે એ તુ જાણે છે ?"

છોકરી—હા આ ધર્મગ્રથ છે

ન્યાયાધીશ—આ, તે કદી વાચ્યો છે ?

●

છોકરી—હા, એ હુ દરરોજ વાચુ છુ

ન્યાયાધીશ—વા છોકરી? ધર્મ-ગ્રથ એટલે શુ એ તુ જાણે છે'

છોકરી—હા, એ પરમેશ્વરનો કાયદો છે

એટલુ થયા પછી ન્યાયાધીશે તે છોકરીને એ ધર્મગ્રથપર હાથ મુકવા કહ્યુ એણે ધ્રૂજતા ધ્રૂજતા હાથ મુકયો એટલે ન્યાયાધીશે, જેમ હમેશ સોગન લેવાની પધ્ધત હોય છે, તે પ્રમાણે સોગન લેવડાવ્યા ન્યાયાધીશ પછી પૂછે છે "તે સોગન લીધા પણ હવે જો તુ ખરૂ ન કહીશ તો શુ થશે એ તુ જાણે છે?"

છોકરી—હા સાહેબ મને કેદમા નાખશે

ન્યાયાધીશ—અને બીજુ શુ થશે?

છોકરી—મને અતે સ્વર્ગ પ્રાપ્તી નહીં થશે

ન્યાયાધીશ—એ શા પરથી ?

એ સાભળી એણે ધર્મગ્રથ ઉઘાડી પાનાં ફેરવ્યા અને એવુ લખેલું પાનુ કાઢ્યુ "તુ કોઈની વિરૂદ્ધ ખોટી સાક્ષી આપીશ નહીં ' પછી તે કહેવા લાગી "આ વાતતો ધર્મગ્રથ વાચનાં આવડતાં પહેલાજ મને શીખવાડેલી હતી"

ન્યાયાધીશ—તને કોરટમા સાક્ષી આપવા માટે આવવુ પડશે એમ તને પહેલા કહ્યુ હતુ કે?

છોકરી—હા, સાહેબ બાએ મને કહ્યુ હતુ તે વખતે તેણે મને બોલાવીને કહ્યુ, બેટા, જે ખરૂ હોય તેજ કહેજે હો! અને આજે અહીઆ આવવા માટે નીકળી ત્યારે તેણે મને બચ્ચી કરી ને કહ્યુ "તુ જે બોલીશ તે બધુ પરશ્વરને સભળાશે હો!"

આ સાભળી ન્યાયાધીશની આખમા પાણી આવ્યુ અને હૃદય ભરાઈ ગયુ એ કહેછે "વારૂ, બાએ કહ્યુ એ બધુ તને ખરૂ લાગે છે?"

છોકરીએ કહ્યુ "હા ખરૂ લાગેછે એમા સ શય શાનો ? "

ન્યાયાધીશ–ધન્ય છે, તને અને તારી માને ' પ્રભૂ તમારૂ કલ્યાણ કરે. પછી બધાને સ ભળાય એવી રીતે ઉદ્દેશીને એ બોલ્યો " આ છોકરી સાક્ષી આપવા માટે હર પ્રકારે લાયક છે બહુ તો શુ કહુ ! જો હુ પોતે ગુન્હેગાર હોઉં અને ખુન કર્યા જેવો મારાપર તહોમત હોય તો મને આ છોકરી જેવી સાક્ષી મળે એવીજ હુ પરમેશ્વરને પ્રાર્થના કરીશ

હે ! વકીલ સાહેબ, એની સાક્ષી લો

પછી એ છોકરીની જુબાની થઈ અને જે ખરૂ હતુ તેજ તેણે કહ્યુ આ પરથી આપણે એવો બોધ લેવો જોઈએ કે આપણે જે જે બોલવુ હોય તે અક્ષરે અક્ષર ખરૂ જ હેવુ જોઈએ એ છોકરી પ્રમાણે આપણે સમજવુ જોઈએ કે આપણે માનવી ન્યાયાસન આગળ નહી પણ પરમેશ્વરના ન્યાયાસન આગળ જુબાની આપીએ છીએ આપણા મુખમાંથી એક અક્ષરપણ ખોટો ન નીકળે એ વાસ્તે આપણે ઘણી ખબરદારી રાખવી જોઈએ



૧૭

## શૂર છોકરો

જે માણસોએ લડાઈ જેવા પ્રસ ગોમા મોટમોટા હિ મતવાળા કૃત્ય કર્યા હોય એવાજ માણસો સામાન્યત શૂર કહેવાય છે પર તુ થોડોક ઉંડો વિચાર કરીએ તો ખાર એ શબ્દમા લડવૈયા સિવાય બીજા પણ લોકોનો સમાવેશ થાય છે જે માણસો ગમે તેવો પ્રસ ગ આવે તો પણ પોતાનો દૃઢ નિશ્ચય છોડતા નથી, અસત્ય બોલતા નથી કે કરતા નથી, અને પરપીડા કરતા નથી પણ પોતેજ તે સહન કરેછે એવા-એવા જે મોટા અ ત કરણના માણસો

હોય તેઓ પણ શૂર પુરૂષજ કહેવાય લઢવૈયા કરતા એમનેજ આ પદવી વધારે શોભે છે જે સદ્‌ગૃહસ્થ જગતમા વિવિધ અનુભવ મેળવી મનને કેળવી પોતાના જીવનને સારા વલણપર લઈ જાય છે અને સન્માર્ગે વર્તતા રહે છે તે તો સ્તુતિપાત્ર છેજ પરંતુ ન્હાના છોકરાઓમા જો એવા અલૌકિક ગુણ નજરે પડે તો એમનુ આપણે વિશેષ અભિનંદન કરવુ જોઈએ

યુરોપ ખંડમા એક વખત લડાઈ થઈ હતી, ત્યારે એક પક્ષનો વિજય થયો વિજયના આનંદમા, એક કપ્તાને એક પડઘમ વગાડનારા ન્હાના છોકરાને, બીજા સૈનિકોમાથે મદ્યપાન કરવા માટે આમંત્રણ કર્યું એ છોકરાએ કપ્તાનને કહ્યુ "હુ દારૂ ન પિનારાપૈકીનો હોવાથી મારાથી એ લેવાય નહી " કપ્તાને કહ્યુ ' અરે આખો દિવસ પડઘમ વગાડીને તુ થાકયો છે માટે તુ આજના પુરતો દારૂ પીશ તો કંઈ હરકત નથી તારો નિયમ-ભંગ થાય તો કંઈ ચિંતા નહીં તારો થાક ઉતારવા માટે અમારે તને તે પાવોજ જોઈએ માટે તારી, હા, ના, કંઈ ચાલે નહીં ' કપ્તાન આટલુ બોલ્યો પણ તે છોકરાએ મદ્યના પ્યાલાને હાથ પણ લગાડયો નહીં

એ જોઈ કપ્તાન પોતાના ઉપરી અધિકારી પાસે ગયો અને કહ્યુ ' પેલો પડઘમ વાળો છોકરો દારૂ બિલકુલ લેતો નથી દારૂ પીવો નહી એવો એનો નિયમ છે એમ એ કહે છે એ દારૂ ન પીએ તો આપણી ફોજ સાથે એ કેવી રીતે ટકશે?

એ સાભળી, એ અધિકારીએ પેલા છોકરાને બોલાવ્યો અને વિનોદથી પૂછ્યુ "કેમ રે છોકરા ' તુ અમારો હુકમ કેમ માનતો નથી?" છોકરાએ નિડરપણે કહ્યુ "મે સરકારી હુકમ કોઈ દિવસ તોડયો નથી અને કોઈ દિવસ તોડવાનો પણ નથી પણ હુ દારૂ પીવાનો નથી કારણકે એ મને નુકશાન કર્યા વગર કદી રહે નહીં' એ છોકરાનુ એ ભાષણ સાભળી અધિકારીને મોટુ આશ્ચર્ય

લાગ્યુ  છોકરો બોલે છે એ ખરૂં છે કે ઉપરટપકે છે તેની ખ કરવા માટે, એને ગુસ્સો ચઢયો છે એમ બતાવી, એ બો "બસ્સ, બસ્સ, એ કંઈ ચાલશે નહીં તારે હમણાને હમણા, દારૂનો પ્યાલો પીવોજ જોઈએ  લશ્કરી હુકમનો જો ભગ ' તો શિરચ્છેદ થાય છે એ તુ ભુલ્યો નહીં હોય' "

પેલા ઉપરી અધિકારીનુ આટલુ કડક અને છેવટનુ ભા સાભળીને પણ એ છોકરાએ પોતાનો નિશ્ચય છોડયો નહીં ( ચથી પણ ચોખ્ખી રીતે એણે કહ્યુ "સાહેબ, મારાથી દારૂ • પીવાય મારો બાપ દારૂના વ્યસનમા સાફ ડુબી ગયો અને એ એમાજ દેહાત થયો મે મારી મા પાસે એવા વચન લીધા છે હુ દારૂને કદાપિ અડકીશ નહીં, અને પ્રાણ જશે તો પણ હું વચન પાળીશ  એવી સ્થિતિમા, આપના હુકમનો ભગ થાય એ માટે હું દિલગીર છુ  પરતુ દારૂ પીને મારી માની આજ્ઞ ઉલ્લઘન કરીશ તો મને હજાર ગણુ વધારે દુ ખ થશે"

પડઘમવાળા છોકરાનો મનોનિગ્રહ જોઈને એ અમલદાર ( ખુશ થયો અને એનાપર મહેર નજર રાખી ભવિષ્યમા એને ઉ દરજ્જાપર ચઢાવ્યો



૧૩

## એવીજ બીજી વાર્તા.

ઇગ્લાડમાથી લિવરપુલ બદરથી એક આગબોટ અમેરિક ન્યુયૉર્ક બદરે જવા માટે નીકળી  પોણોભાગ જલ-પ્રવાસ ( પછી, એ આગબોટના ભોયરામા જ્યા ઘણા પીપો અને ઘ સામાન પડયો હતો ત્યા એક પીપમા એક છોકરો સતાઈ રહે નજરે પડયો તુર્ત એક ખલાસી છોકરાને કપ્તાન પાસે આવ્યો  તે વખતે બધા ખલાસીઓ અને ઘણા ઉતારૂઓ ત્યા હે

થઈ, આશ્ચર્ય પામવા લાગ્યા છોકરો તદ્દન હાડ-પીંજર જેવો થઈ ગયો હતો અને એના કપડા ઘણા મલીન થઈ ગયેલા હતા એની એવી સ્થિતિ હતી તોપણ એની મુખચર્યાપર, બીકણ-પણુ કે પોચાપણુ જરાપણ નહોતુ

કપ્તાને પૂછ્યુ "તુ અહીંઆ કેવી રીતે આવ્યો?" છોકરાએ કહ્યુ "મને મા-બાપ નથી પરંતુ મરો જે ઓરમન બાપ તેને હું ગમતો નથી, એ મને બલારૂપ માને છે મારી બલા દૂર કરવા માટે એણે મને અહીંઆ છાનોમાનો બેસાડવાની ગોઠવણ કરી દીધી અને મને કહ્યુ કે તુ અમેરિકામા હૅલિફૅક્સ શહેરમા તારી ફોઈને ત્યા જા આ જુઓ, મારી ફોઈનુ એણે સરનામુ લખી આપ્યુ તે" એમ કહી એણે એક મેલો કાગળ કાઢી બતાવ્યો કપ્તાનને તો આ બધુ કાવત્રુ છે એમજ લાગ્યુ એને લાગ્યુ કે આ કૃત્ય કોઈપણ ખલાસીનુ હોવુ જોઈએ ખલાસીએ એને છાનીમાની રીતે આગબોટપર લઈ ત્યા સંતાડી મૂકયો હશે અને એને રોજ ખાવાનુ પોહોચાડતો હશે કારણ કે એમ ન હોય તો એ આજ-સુધી જીવતો કેમ રહે? કપ્તાને ગુસ્સે થઈ પૂછ્યુ "તને કયા ખલાસીએ આગબોટપર લીધો? તેનુ નામ કહે નહીં તો તારી વાત તુ જાણ' એ છોકરાએ શાંતિથી જવાબ આપ્યો "જે ખરૂ હતુ તે બધુ કહ્યુ છે, હવે મને વધારે કંઈપણ કહેવાનુ નથી ' કપ્તાને પછી એક દોરી મંગાવી અને છોકરાને કહ્યુ જો, હુ તને વિચાર કરવા માટે પંદર મિનિટ આપૂ છુ તે દરમિઆન તુ વિચાર કરીને ખરૂ હોય તે કહી દે, નહી તો આ દોરીથી તારા પગ બાંધી ઉંધો લટકાવી તને મરતાસુધી માર મરાવીશ "એ સાભળી બધા લોકોને બીક લાગી અને કપ્તાન ખરેખર તેમ કરેછે કે કેમ એ તરફ બધાનુ ધ્યાન લાગ્યુ છોકરો તો બિલકુલ ગભરાયો નહીં એ

સ્થિર ઉભો રહ્યો હતો કપ્તાને એને કહ્યુ ' જો, વખત આવ્યો છે, બરાબર વિચાર કર નહીં તો પસ્તાશે ' છોકરાએ ફ પહેલા પ્રમાણેજ કહ્યુ 'મને જે કહેવાનુ હતુ તેજ મે કહ્યુ અને વિશેષ કઈ કહેવાનુ નથી"

"આપનો જો મારાપર વિશ્વાસ ન બેસતો હોય તો હુ પરમેશ્વરની છેલ્લી પ્રાર્થના કરવા લાગુ કે"' એમ એણે કપ્તાને ડોકુ હલાવ્યુ અને છોકરાએ ઘુ ટણીએ પડીને પરમેશ્વ છેલ્લી પ્રાર્થના કરવા માડી પ્રાર્થના થયા પછી તે છોકરો ' થયો અને બોલ્યો ' હા, હવે હુ તૈયાર થયો '" એ સાભળી કપ્તા આખમા આસુ આવ્યા, તેથી એણે છોકરાને પાસે લીધો અને "છોકરા ' તારૂ કલ્યાણ થાઓ ' તુ પોતાનો જીવ બચાવવા ખ પણ જુઠુ બોલવાનો નથી એવી મારી ખાત્રી થઈ છે તારા ' તને વેગળો કર્યો છે તેથી ચિ તા ન કર, આજથી તુ મને, પિતા સમાનજ સમજ

કપ્તાને બોલ્યા પ્રમાણે કરી બતાવ્યુ હૅલિફૅાક્સ શહેરમા છોકરાને એ પોતે લઈ ગયો અને એ છોકરાને એની ફોઈને ક એની ખાવાપીવાની અને ભણવા કરવાની બધી વ્યવસ્થા આપી એ કપ્તાન દર વખને તે છોકરાને મળવા જતો અને જોઈતુ કરતુ લાવી આપતો



૧૪

## ભલામણ પત્ર.

એક કચેરીમા કારકૂનોની કેટલીક જગ્યા ખાલી હતી જગ્યાપર લાયક ઉમેદવારોની નિમણોક કરવાની હોવાથી તે રીના અમલદારે જાહેરાત કાઢી તે પરથી પચાસ ઉમેદવા અરજી કરી અરજદારપૈકી એકજ ઉમેદવાર પસદ કરી બ

નાઓને તે અમલદારે રજા આપી તે અધિકારીનો એક મિત્ર એની પાસે બેઠેલો હતો તેણે એને પૂછ્યું "આ ઉમેદવારને આપે શાથી પસંદ કર્યો? એના પાસે તો ભલામણ ચિઠી કે શિફારસપત્ર કંઈપણ નહોતા, તો આપને એનામાં કયા ગુણ વિશેષ જણાયા?"

પેલા અધિકારીએ ઉત્તર આપ્યો મારા મહેરબાન, એક તો શું પણ દસ શિફારસપત્ર એની પાસે હતા જુઓ, ગણાવું તે સાભળો. એ કચેરીમાં આવ્યો ત્યારે એણે દરવાજો અડકાવી લીધો તે પરથી એનામાં વ્યવસ્થિત-પણું અને ટાપટીપ-પણું જણાયું એનાપછી તરતજ આ વદ્ધ માણસ આવ્યો ત્યારે એણે એમને જગ્યા આપી એ પરથી એ દયાળુ અને વિવેકી જણાયો મારા સવાલના જવાબ એણે ન અચકાતા અને વિનયપૂર્વક આપ્યા તેપરથી એ મર્યાદશીલ અને હોશીઆર જણાયો પેલી ચોપડી (ટેબલ તરફ આગળી કરી બતાવે છે) મે જાણી જોઈને રસ્તામા મૂકેલી તે એ છોકરાએ ઉંચકી લઈ આ ટેબલપર મૂકી અને બાકીના ઉમેદવારોએ તે એમની એમ રહેવા દીધી તે-પરથી એ વિચારી અને સાવચેતી રાખનારો જણાયો બાકીના ઉમેદવાર એકમેકને ધક્કા આપી આગળ આવ્યા, પણ એ તો પોતાનો વારો આવ્યો ત્યારેજ શાત રીતે આગળ આવ્યો તેપરથી એ છોકરો નિરભિમાની છે એમ મને જણાયું હું એની સાથે બોલતો હતો ત્યારે તેના કપડાલત્તા સ્વચ્છ અને પધ્ધતસર જણાયાં અને એના દાત દૂધ જેવા સફેદ જણાયા તેપરથી એ વ્યવસ્થિત-પણાનો અને સ્વચ્છતાનો ભોકતા હશે એમ લાગ્યું એણે જ્યારે કાગળપર શાહીથી પોતાનું નામ લખી બતાવ્યું ત્યારે એની આગળીને જરાપણ શાહી લાગેલી નહોતી. તેપરથી એ લખવાના કામમા તરબેજ છે એવી ખાત્રી થઈ

શુ ! આ બધી ભલામણ ચિઠીઓ નથી ? હુ તો ભલામણ ચિઠી કરતા એમની કિમત વધારે માનુ છુ



૧૫

## શિઆળ અને કાગડો.

એક માવો વેચનારો માથાપર ટોપલો લઈ રસ્તેથી જતો હતો. એટલામા એક કાગડો આવ્યો, અને એણે એ ટોપલાપર ઝડપ મારી, તેમાથી માવાનો ગોળો લઈ એક ઝાડપર જઈ બેઠો આ બધુ શિઆળે જોયુ અને એ કહેવા લાગ્યો " ભાઈ ! તારી પાખો કેટલી સુંદર! તારી આખ કેવી પાણીદાર ! તારી છાતી તો એટલી છે કે તે જોઈ હસ-રાજને પણ પોતાના માટે લજ્જા ઉત્પન્ન થાય બહુ તો શુ, તારા પજાનુ પરાક્રમ અવર્ણનિય છે ! સારાશ, તમામ પશુ પખીમા, તુ રૂપથી અને શકિતથી શ્રેષ્ઠ છે એમા બિલકુલ શકા નથી ! પણ ભાઈ ! ગાયનમા માત્ર તમારો કઠ એટલો બધો મધુર નથી એ વાત જરા દીલગીર થવા જેવી છે !

કાગડો આત્મ-સ્તુતિ સાભળી ફુલાઈ ગયો અને ગાયનથી પણ શિઆળને ખુશ કરીશું એવી આકાક્ષા રાખી, ગાવા માટે મોઢુ એણે પહોળુ કર્યું એટલે મોઢામાનો માવાનો ગોળો નીચે પડયો શિઆળે એ લીધો અને હસીને કહ્યુ " હા ! બરાબરજ છે, મે તો એની અક્કલ સિવાય બીજી બધી બધી બાબતોની સ્તુતિ કરી છે, અક્કલની તો બિલકુલ કરી નથી ! "



૧૬

## સભાષણવિષે નિયમ.

૧ જે વાત ખરી નથી એમ તુ જાણે છે તે કદાપિ ખરી છે એમ કહીશ નહીં અસત્ય ભાષણ કરવુ એ પરમેશ્વરનો મોટો

ગુન્હો કર્યો એમ છે કેમકે એણે આપણને વદન આપ્યુ છે તે ખરૂ બોલવા માટે, અસત્ય ભાષણ કરવા માટે નહીં

૨ બોલવું ઘણુ નિયમિત હોવુ જોઈએ જયારે તુ વડીલ માણસોમા અથવા પારકા માણસોમા બેઠેલો હોઉં ત્યારે આ નિયમ વિશેષ ધ્યાનમા રાખવા જેવો છે જો આ નિયમ ભુલી જઇશ તો તુ પોતાનુ અજ્ઞાન ઉઘાડુ કરી, જ્ઞાનની અનુભવની, અને ડાહાપણની વ તો સાભળવાની તક ગુમાવીશ

૩ તુ પ્રતિસ્પર્ધી સાથે વાત કરતો હોઉં ત્યારે ગુસ્સે થઈ બોલીશ નહીં તેમજ મોટો અવાજ કાઢીને પણ બોલીશ નહીં એવુ કરવા કરતા એમને યુક્તિવાદથી નિરૂત્તર કરવા એજ ડહાપણનો માર્ગ છે

૪ કોઈ તને કઈ કહેતુ હોય તો વચમાજ બોલવાની ઉતાવળ ન કરીશ, એનુ બધુ કહેવુ સાભળી લઈ પછી એની સાથે બોલવુ એટલે તને મુદ્દસર જવાબ આપવા ફાવશે

૫ બોલતા પહેલા બરાબર વિચાર કરતા જા મહત્વની અને અગત્યની વાતોમા આ નિયમ કદી પણ ભુલીશ નહીં

૬ કોઈ પ્રસગે તારી સગતમા અભિમાની, મૂર્ખ અને હલકો માણસ હોય તો એની ભૂલો ધ્યાનમા રાખી તેવી તારાથી ન થાય એવી કાળજી રાખતો રહેજે

૭ જે માણસ તારી હાજી હાજી કરે, કે તને જાણ થાય એવી રીતે તારી સ્તુતિ કરે તે માણસ માટે તારે વધારે સાવચેતી રાખવાની જરૂર છે અનુભવ અતે તને માલમ પડશે કે બહુધા એમ કરવામા એ માણસનો હેતુ તારીસાથે દગલબાજ કરવાનોજ હતો પાછળ શિઆળ અને કાગડાની જે વાત કહી તેમા શિયાળને કાગડાના મોઢામાથી માવાનો ગોળો પડાવવાનો હતો તે માટે એની કેવી સ્તુતિ કરી છે એ ધ્યાનમા રાખ

૮ આત્મસ્તુતિ કદાપિ પણ ન કરીશ પોતાના વખાણ માણસ કરવા લાગ્યો એટલે એમ સમજવુ કે એનામા ગતાગ ઓછીજ છે જે સુજ્ઞ હોય છે તેમને એ વાતનો ઘણો તિરસ્કા પેદા થાય છે

૯ બોલતી વખતે સોગન લેવા અથવા સમ ખાવા એ રી છોડી દે છાતીપર હાથ ઠોકી પ્રતિજ્ઞા કરવી એ પણ ચાહ જેવુ નથી

૧૦ કુદરતી દોષ અથવા કુરૂપતા માટે કોઈને હસીશ નહ તેમ કોઈની મશ્કરી પણ કરીશ નહીં એવુ બોલવાથી સામા માણસની લાગણી દુખાય છે અને બોલનારનુ ઘણુ નુકસાન થાય છે કોઈનુ મન દુખાય, કે કોઈની લાગણી દુખાય એવી રીતે બનતાસુધી બોલીશ નહીં મધુર ભાષણથી સ્નેહ બ ધાય છે અને કડવા બોલથી ટુટે છે માણસે મિત્રની સ ખ્યા વધારવી જોઈએ અને કોઈ પણ આપણો શત્રુ ન થાય એવી ખબરદારી રાખવી જોઈએ આ માટે કોઈની નાહક ખુશામત કે સ્તુતિ કરવી નહીં પણ સામાન્ય મધુર વચનથી જો સ્નેહ સ પાદન થતો હોય તે શા માટે ન કરવો? વગર કારણે અપશબ્દ બોલી કોઈનુ મન દુખાવી એને આપણો દુશ્મન બનાવવો એ પણ મુર્ખાઈજ છે જો કોઈની સુધારણા થવા માટે અથવા ભલુ થવા માટે અપ્રિય વચન બોલવા પડે તો બનતા સુધી તે બોલ પ્રેમથી અ ત કરણની ખરેખરી લાગણીથી બોલવા નહીં તો બોલના ખરો હેતુ ન સમજતા સામેના માણસને આપણો તિરસ્કાર ઉ થઈ રીસ ચઢવાનો સ ભવ છે અને તેથી જગતમા આપણુ ભુ ડુ બોલાય એમા શક નથી

